# સુરતના પુલનો ગરબો.

રચનાર

કવિ મોહનલાલ દલપતરામ

તે

ગપાશા હરકીશનદાસ દુર્લભદાસે

છપાવી પ્રગટ કીધો.

દોહરો.

સાહેબ હુકમ કર લોપ પણ, કરે કદાપિ ન કોપ;
આવ્યા ભલે યૂરોપથી, હેતુ સાહેબ હોય.

સુરતમાં કીલ્લાની સામું અબદુલા બેગની
હવેલીમાં વિક્ટોરિયા પ્રેસમાં મંછારામ
ઘેલાભાઈએ છાપ્યો.

સંવત ૧૯૩૩. સન ૧૮૭૭.

કિંમત એક આનો.

## જાહેરખબર.

આ ચોપડી લીમડા ચોકમાં ગપાશે હરકીશનદાસ દુર્લભદાસની બ્રૅંચ ઑફીસમાંથી રોકડી કિંમતે મળશે.



# સુરતના પુલનો ગરબો.

( રાગ બુરાનપુરી ).

**સાખી.**

યાવત ચંદ્ર દિવાકરૌ, સઘળે હોપ સિરીજ.
સૂરતમાં શોભાવડો, કહીયે હોપ બ્રીજ.

પ્રથમે પુજું ગણપતિ પાય, સમરૂ આદિ સરસ્વતિ માય;
મારી જીવ્હાએ જશ થાય, ગાય ગરબામાં;
જૂની દુનિયા જંબૂદ્વીપ, ખંડ ભરત અનૂપ;
શહેર સૂરત સ્વરૂપ, તાપી તટનામાં. ૧
રાજા રાજ કરે અંગ્રેજ, પ્હેલાં નવાબી જ્યાં તેજ;
મોટી ખૂરસીઓને મેજ, ઘરોઘર છાજે;
વસે વરણ અઢારે વાસ, એક લાખની અજમાશ;
કીલ્લો પ્રસિધ્ધ પ્રકાશ, સૂબા બિરાજે. ૨
સ્ટેશન મૂકી ચાલ્યા બ્હાર, બુરાનપુરી છે બજાર;
કાણુપિઠ કરી ગયા પસાર, સામો પૂલ પેખો;
પ્લાટફારમ પાંચ ફીટ, ગાડી મારગ વીશ ફીટ;

ડબલ કોટ કીધો ક્રીટ, સોળ બારી દેખો. ૩
સામસામી છે બત્રીશ, લક્ષણ વ્હાઇટ તણાં તે ગીષ;
જેનો રચનારો કહીશ, વ્હાઈટ સાહેબ છે;
માજી કલેકટર જે હોપ, ટી. સી. રહેવાસી યૂરોપ;
ચાલનહારો કરી ચોંપ, તેને નામે નામ છે. ૪
પુરમાં પુરની પશ્ચિમ પાસ, હોપ બ્રીજ નામ ખાસ;
ચોકી મૂકી ચારે પાસ, મ્યુનિસીપલ, પોલીસ;
કીધો ખરચ લાખ સાત, કામ ચાલ્યું દિન રાત;
ધન્ય ધન્ય રચનારાની માત, ધન્ય અંગ્રેજ અવનીશ. ૫

## સાખી.

મસીદ મૂસલમાનની, મીનારાના ઘાટ;
સ્મર્ણ સ્થંભ આ રાજ્યમાં, હોપ બ્રીજનો ઠાઠ. ૧

હોપ બ્રીજરે હોપ બ્રીજ, અની હારે હોપ બ્રીજ;
હોપ બ્રીજ બાંધ્યો ખૂબ, એતો કામ આબેહૂબ;
મુહુર્ત જોઇ શૂભાશૂભ, અને ઊઘાડયો;
સન ઇસ્વિ સિતોત્તેર, પહેલી મેએ સૂરત સ્હેર;
જે રસ્તે જાતાં રાંદેર, ખૂલ્લો પાડયો. ૧
મળ્યાં જનનાં ટોળંટોળા, કરે આમતેમ ઘોળંઘોળા;
પોલિસવાળા કાઢે ડોળા, ફરે ચાબુક લઇ;

કાળા કાળા જેવા દૂત, દેખી નાસે જેને ભૂત,
જોગી સન્યાસી અબધૂત, ઊભા જોવા જઇ. ૨
નર નારી વૃધ્ધ બાળ, ચીઠ્ઠી લઇને પકડે ચાલ;
ત્યાં તો જોવાનો છે તાલ, કાળ કમીટી;
ઉઘરાવેછે બેબે પાઇ, એને કહીએ ભીખીબાઇ;
બે બે પાઇની સગાઇ, એ તે કયાંની રીતી. ૩
લોકીક પૈસે બાંધ્યો પૂલ, તેનુ લેવુ વળી નૂર,
ભૂલ ઉપરિની ભરપૂર, મને લાગેછે;
અમદાવાદનો એલિશ બ્રીજ, નૂર માણસનુ નથીજ,
પડશે સૂરતની ખીજ, એનો સબબ એ છે. ૪
માટે તે કર કરવો માફ, જોઇ આ અમ ઇંતેકાફ,
દિલ જો ઉપરીનાં હોય સાફ, મારી સલ્હા માની;
કરવાં ફાનસ પુલ ઉપર, તે શોભી રહેશે સુંદર,
ભાળે નરનારી નરવર, સુધરેલા રાની. ૫

## સાખી.

સાથે સંતતિ લેઇને, અહિ પ્યારીના પાણ;
અંગ્રેજો ને પારસી, ચાલે ચતુર સુજાણ.

કર કલગીરે કર કલગી, અની હરિ કર કલગી,
કર કલગી નરને નારી, જેની ખુરબોઇ છે ભારી:

આવાગમન જન રાહદારી, જૂએ તમાસો;
બગી ચારઠ ગાડી જાય, તેના ઘડઘડાટો થાય,
સારા સહેરમાં સંભળાય, એ ભભકો ખાસો. ૧
આશુક માશુક ચાલે સાથ, તે તો જાતાં અરધી રાત,
નાખી પરસ્પર કોટે હાથ, બીડી ચાવેછે;
પીને બ્રાંડી આવે બ્હાર, ખાય ઝોકાં પુલ મોઝાર,
કરે અભક્ષા આહાર, થું કહિ થુંકેછે. ૨
સંટ્રી બૂરજપર જઇ ઉભા, નોતર્યા સારા સારા સૂમા,
જેના મોટા મોટા મોભા, સદગ્રહસ્થ વકીલ;
ધ્વજા પતાકા ઉડાવ્યા, રાજસે સાહેબને તેડાવ્યા,
એને હાથે મુહુર્ત કરાવ્યાં, જેનું પરમારથ દીલ. ૩
આસરે કીર્તિ સ્થંભ ચાળીશ, લાંબો પોણો મૈલ કહીશ,
પહોળો પૂરો ફીટ વીશ, જઇને મેં જોયો;
નજર ચૂક જો કંઇ હોય, ક્રોધ કરશો નહિ કોય,
લેશો સુધારી સૌ તોય, મેં તો શંશય ખોયો. ૪
નિત નિત હોજો આવાં કામો, થાજો તેનાં શુભ પરિણામો,
રહેજો રચનારાનાં નામો, કોટી કલ્પ રવી;
અચળ રાખે એને ઇશ, હોજો પ્રસિદ્ધ દશે દીશ;
એવી આપેછે આશીષ, મનમોહન કવી. ૫

# સાખિયો.

ચાલો ચાલો જોવા હોય ખીજ, રૂડી આજ ચંદનિ ખી-
લી. ટેક.

તાપી ઉપર તે વડો, પુરની પશ્ચિમ પાસ;
વડી કરામત વ્હાઈટની, જેમાં કશિયે મળે ન કચાશ.
રૂડી. ૧

નર નારી સુત ને સુતા, અનુચર લ્યો એક સાથ,
બેશિ બગીમાં પરવરો, હેતે અરસ્પરના ગ્રહિ હાથ.
રૂડી .૨

પ્લાટ ફૅાર્મ બે બાજુએ, વચમાં ગાડા વાટ;
ડબલ કોટ દીસે રૂહયો, ઘણો સોભે સરિતાનો ઘાટ.
રૂડી. ૩

મળે હવા મન માનતી, અંગ થાય આરોગ્ય;
એક પલક ત્યાંની હવા, હરે કોટી કલપના રોગ;
રૂડી.. ૪

પ્રેમ સહિત સૌ પા-રસણો, લો પા-રશિપો સંગ;
આખા રશિયા ઈગ્લિશો, જાઓ મોડી લઇ રહે રંગ.
રૂડી ૫

હિંદૂ મૂસલમાનને, નહીં હવાનું જ્ઞાન;

ઇશ્કબાજીમાં આથડે, મદિરામાં રહે મસતાન; રૂડી. ૬
સાબ્રમતી શિર ચોટલો, જેવો એલિસ બ્રીજ;
તાપી શોર તેમ આ ગણો, ભર જોબન તે ભરતીજ;
રૂડી. ૭.
ભરતી આવે ભામની, જોબનની ઝકઝોલ;
અતિ આનંદે ઊછળે, કરતી કરતી તે જાય કલોલ;
રૂડી. ૮
અંગે નીલાં ચિર ધરી, મુખ મલકાતી જાય;
મત્સ્ય કન્યકા મદભરી, આલમ ઉપર રહી હવા ખાય;
રૂડી. ૯

---

## સીતાજીના મહિના.

---

### સાખિયો.

મારા શ્યામ સુંદર શ્રીરામરે, કેને આસરે રહિયે;
મારા પદ પદ માની પ્રણામરે, લલના સંગ લઇએ;
ઘર બ્હાર અલગ ઘનસ્યામરે, મારા સમ નવજઇએ. ટેક.
કારતક કેમ કરી કાઢીએ, જુગ જેવી પલ જાય;

તાગ નથી જે તોડીએ, પણ મળવાને મન અકળાયરે.
મારા. ૧

જોબન દરિયા ઘૂઘવે, પિયુ દેશાવર દૂર;
અણજાણ્યા અણઅનુભવી, તે શું નીરનું જાણે નૂરરે;
મારા. ૨

માગસર ઘેર વિજોગણી, પિયુ પરદેશ પયાણ;
ખવાય અળગું ખોળિયું, જેના પરવશ પડિયા પ્રાણરે;
મારા. ૩

જલથી જૂદી માંછલી, રાખો કરી વિવેક;
વારૂ મારા વહાલમા, એના પ્રાણ ન રહે પલ એકરે;
મારા. ૪

પોષે પ્રીતમ પ્રીતડી, વિરહ બાણ વા વહાય;
એ ઘાયલનો અંત નહિ, એનું તન તરફડિયાં ખાયરે;
મારા. ૫

ખાવું પીવું ખેલવું, ઓઢણ પહેરણ અંગ;
બોલવું ચાલવું બેસવું, અને પોઢવું ન ગમે પલંગરે;
મારા. ૬

માઘે મન તલખે ઘણું, ઝુરે વિજોગણ નાર;
લક્ષ વીંછીની વેદના, ઉપજે ચિતમાં અનેક વિચારરે;
મારા. ૭

કોહ્યુ કથળ્યું રોગિ તન, છે પોતાનું અંગ;
ચાલે કેમ જીવ કાપતાં, સ્નેહીનો શે તજ્યો જાય સંગરે;
ગારા. ૮

ફાગણ હોળી ફાલતી, ફાગ રમે સઉ કોય;
એક હોળી ગારે આંગણે, બીજી હઇયે હોળી ગારે હો-
યરે; મારા. ૯

ભીતરમાં ભડકા બળે, જન દેખે નહિ ઝાળ;
વળખાં મારે વિધવિધે, જેને ડશિયો વિરહ વ્યાધી વ્યા-
ળરે; મારા. ૧૦

ચૈતર ચકોર ચીંતની, શશી વિદેશી શ્યામ,
ભર જોબનમાં એકલી, એને અહોનિશ પીડે કામરે;
ગારા. ૧૧

સુભાગિયાં જે સારસાં, સજોડ સ્નેહ સહીત;
કયમ કરી વસીએ એકલાં, રાણીજાયા જનમની એ
રીતરે. મારા ૧૨

વ્હા વહાયા વૈશાખના, આંબે આવી શાખ;
ભોગી ભમે વિદેશમાં, થાય હૃદય બળી બળી રાખરે.
મારા. ૧૩

મુંગાને સ્વપ્નું થયું, ગનમાં રહિ મુઝાય;

મોતીનું તો પારખું, જથા જીભે કહ્યુ નહિ જાયરે.
મારા. ૧૪

જેઠતણા તડકા પડે, લ્હા જેવી લૂવાય;
સૂનાં મંદિર માળિયાં, સૂની સેજડી ખાવા ધાયરે.
મારા. ૧૫

જાય ન રજની દિન જતાં, રાત ગયે દિ-ન જાય;
વિરહ દુઃખ મહા વેદના, એ તે નજરે જોઇ કયમ જા-
યરે; મારા. ૧૬

આશાડ ઝબકે દામની, ઘન ગરજે નભ માંય;
બપૈયા પિયુ પિયુ કરે, શાણી વિરહણી વ્યાકુળ થાયરે.
મારા. ૧૭

દેવ દાનવ પક્ષી પશુ, મા ત્યાં કુણ માત્ર;
જીવતાં પ્રેત વિજોગિયું, ગા વિરહ વિરહિ જન ગાત્રરે.
મારા. ૧૮

શ્રાવણ વરસે શરવડાં, નદિયે આવે નીર;
નીલિ ભૂમિ ભાસે ભલી, ગાજે તરૂવર ગેરગંભીરરે.
મારા. ૧૯

ઘોર અંધારી રાતડી, ઝરમર વરસે મેહ;
આંખેથી આંસૂ ઢળે, જેનો સ્વામી ગયો તજિ સ્નેહરે.
મારા. ૨૦

ભાદરવો ગાજે ભલો, રાજવિ સૌ વૈભોગ;
રગમાં રૈરવ રોગ એ, જેને વહાલાંનો થાય વિજોગરે.
મારા. ૨૧

ચંપા ચંબિલ મોગરા, નવ પલ્લવ વન વહાચ;
વિરહણિ જાત જવાશિયો, તે તો શોપે સુકાઇ જાયરે.
મારા. ૨૨

આશો આવ્યાં નોરતાં, રમે જમે નર નાર;
દિવસ દિવાળી દોહલા, તે તો જાણે જગત કરતારરે.
મારા. ૨૩

દંપતિ અંગ ઉમંગમાં, ગાન તાન ગિત રંગ;
અંગ રાગ અદભૂત યથા, જયજયકાર જાણાવે અનં-
ગરે. મારા. ૨૪

મનમોહન અધિમાસથી, થાય પ્રભુ પરસંન;
સંગ સિતા જેમ રાખિયાં, તેમ ટાળે વિરહ વ્યાધી દંનરે
મારા. ૨૫



## અંબાવાડીનો ગરબો.



સારૂં સારૂં રે સુરત સહેર, મુંબઇ અલબેલી. એ રાગ.

બલિહારીરે વૈષ્ણવરાજ, વિરાજ્યા અવતારી;
ધન્ય જદુનાથજિ મહારાજ, ધન્ય બંબાવાડી. ટેક.
શુદ્ધ ઊત્તર સૂરત બંદરમાં, માલિક પહેલો મલેચ્છરે;
ઓપી વળતી આત્મારામે, બાગ બનાવ્યો સ્વચ્છ;
ધન્ય. ૧.
મહારાજે પછી માથે લઇને, સુધરાવી સઉ પેરરે;
સાંજ સવારે બિરાજતાં ત્યાં, આવે આનંદ લહેર.
ધન્ય. ૨
બાંધ્યો છે મહિં રૂડો બંગલો, શોભાનો નહિ પારરે;
હાંડી તખ્તા ઝુમર ઝાઝાં, બંગલો ઝાકઝમાળ; ધન્ય. ૩
અમ્મરવેલી મોહનવેલી, કલ્પ તરૂ ત્યાં ક્રોડરે;
બંબાવાડીની બલિહારી, જગમાં ન મળે જોડ;
ધન્ય. ૪
જાઇ જૂઇ ચંબેલી ચંપો, ડમરો લહેકે ખૂબરે;
મોગરો ગુલાબ છોડ હજારી, કદળી આબેહૂબ;
ધન્ય. ૫
રિસામણી ને સૂર્યમુખીનાં, જોવા જેવાં વૃક્ષરે;
સાચાં રતનનો છોડ અનોપમ, કીંમત સવા લક્ષ;
ધન્ય. ૬

ધન્ય ભાગ્ય બંબાવાડીનું, જ્યાં રાજે મહારાજરે;
ક. મો. દ. ને કંપનિ ત્યાં બેશી, લહે હવા સુખસાજ;
ધન્ય. ૭



સમાપ્ત

# જાહેર ખબર.

અત્રે ક. મો. દ. અને કંપની સ્થાપન થએલી છે, તેની હેડ આફીસ વલંદાવાડ દેશાઇપોળમાં છે. તથા બ્રેંચ લીમડા ચોકમાં છે. અને તેની આડતો ઘણું કરી ઘણાં ખરાં મોટાં મોટાં સેહેરોમાં છે. હાલતો તે મુખ્યત્વે પોતાની તરફથી છાપખાનું લેઇ બેઠી છે તેમાં ભોમીઓ નામનું હર બુધવારે ન્યુસ કાઢનાર છે પરંતુ તે ન્યુસનો એકજ કાગળ નિકળશે એમ નથી. કોઈવખત બે ત્રણ કે જાસ્તી પણ નીકળશે. જેટલું જાણવા જોગું લખાણ હશે તેટલું તમામ પ્રગટ થશે. તેમજ બુધવાર સિવાય પણ આડે દહાડે કંઇ જાણવાજોગ બનાવ હશે તો તે સપ્લીમેંટ કરી વધારા દાખલ બહાર પડશે. પણ માત્ર એટલુંજ કે બુધવારે તો તેનો એક કાગળ તો નીકળ્યા શિવાય રહેવાનોજ નહીં. તેની કીંમત અગાઉથી રૂા—૧ા અને છ માસ વીત્યા પછી આપે તો રૂા—૩) અને વરસ આખરે ભરે તો રૂા—૫) પાંચ લેવાનો ઠરાવ છે.

વળી મારી તથા ક. દલપતરામ ડાયાભાઈની રચેલી અને તે વીના બીજી પણ કેટલીક ચોપડીઓ ઉ-

પર લખેલી બ્રેંચમાંથી મળશે. અને આ દુનિય
કોઇ પણ ભાગમાં બનતી ચીજ જે નમુના સાથે આ
રજુ કરશે તેને તેવી બીજી જોઇતી હશે તો મંગા
આપવામાં આવશે. માત્ર તે બાબત બે ટકા કમી
ન જાસ્તી લાગશે અને અડધા રૂા. એડવાંસ દાખ
આપવા પડશે.

Surat. 20th. May 1877. } Mohunlal D. K
Scy & President to t
Company.

